૩૩૨

# નવો સાસુ વહુનો કજીઓ

દરેક સંસારી સ્ત્રીપુરૂષને વાંચવા લાયક વારતા.



છપાવી પ્રસિદ્ધ કરનાર

શા૦ છોટાલાલ વરજદાસ.

મુંબઈ.

"પારસી પ્રિન્ટિંગ" પ્રેસ

કિમત અરધો આનો

સામટી લેનારને કમીશનથી મળશે.

# નવો સાસુ વહુનો કજીઓ

કનકાપુર નામે નગરમાં નવલચંદ કરીને એક શ્રાવક વાણીઆ રહેતો હતો. તે સાધારણ છીપાનાસુથીખી ગાંધીની દુકાન માંડતો હતો. તેમાં પેટ પુરતુ ઠાકરી પાંચ પઇસા વરસદાહાડે ઊંચા મુકતો હતો. તે પરણેલો હતો ને તેને બઇરી પણ સારી સદગુણી અને સુલક્ષણી હતી. પણ કરમ સંજોગે એની માં કજીયાખોર હતી તેથી એ બીચારાને બહુ દુઃખ હતું. બઇરી સમજુ છતાં કજીઆનું મોં કાળું રાખવા નવલચંદની માં જેમ રાજી રેહે તેમ ચાલતી હતી પણ જેને કજીઓ કંકાસ વાહાલો હોય તેને ગમે તેમ? મસે મસે વહુ સાથે લડવાના છીંડા ખોલે વહુ પણ પક્કી તેથી સાંભળું ન સાંભળું કરી સામો જવાબ દે નહી. હવે જવાબ દે નહી તો લડે પણ કોની સાથે માટે સાસુના મોહોમાં આવે તેમ તે વહુને ગાળો ભાંડે ને વારેઘડીએ વહુની ફરીયાદ નવલચંદ કને કરે આજે તો તારી બઇરી એ આ કર્યું ને ફલાણા સાથે આમ બોલી. એમ હમેશાં નવલચંદના કાન ભંભેરે પણ નવલચંદ પોતાની માના ગુણ જાણે તેથી ઉપર ઉપરથી પોતાની માના દેખતાં બઇરીને સપડાવે

કદાચ બઇરીનું ઉપરાણું ખેંચે તો તેના પણ પુરાણ બો સમજવા. તેને પણ વહુની માફક તછોડી નાખી. બઇરી ના ભેલો વગેરે હલકા સુકનોથી ખંખેરી નાખે. તેથી તે ભાગાગની લાચારીએ વહુને ધમકાવે, પણ વહુ સમજાણી તેથી કંઇ પણ બોલે નહી ને ઉલટી એમ કહે કે હા મારી ભુલ થઇ મને માફ કરો સાસુજી કહેછે તે ખરૂં છે. વગેરે સાસુને ઠીક લાગે તેમ બોલે.

એક દીવસને સમયે એવો બનાવ બન્યો કે નવલચંદ એક તપેલીમાં ઘીલાવ્યો તે એનાં વહુએ ચુલા ઉપર ગરમ થવા મુકયું. તેવામાં ચુલાકને એક ઊંદરનું બચ્ચું હતું તેને પકડવાને એક બીલાડીએ તલપ મારી તેના આચકાથી ચુલાપરનાં તપેલી વાંકી થઇને થોડું એક ઘી ઘોળાઇ ગયું, તેથી તેની સાસુએ વહુને ગાળો દેવા માંડી ને પછીથી તેઓ વચ્ચે કજીઆ ઉત્પન્ન થયો.

## ગરબી.

(સખી આવેલો કારતક માસંઠ કંચસીવાવીઆ. એ રાગ)

સાસુ—શંખણી શીદ આવી આ ઘેર, મારો બીગાડ કરે,
હમેશાં સાંખુંછું હું, ત્યારે તું રોજ કરે;
તારા બાપનું નખોદ જાઓ, પથરો મુજ ઘેર આવીઓ;
જાણતીને દીધો હોત ડામ, ચીરવો હતો ટાંટીઓ;
તુજ પગમાં છે બહુ એબ, ઘર ઊંધુ વાળીયું

ઘરમાં થયા સહુ હેરાન. ખાવા પીવા ટાળીએ;
વહુ—સાસુમાં શીદ કરો સંતાપ, આતું આતું શીદ વદો;
માબાપના લાગ્યા ભોગ, ખાઇ પી શું લડો;
શો ઢોળાયુ શો અપરાધ, મારો માં વીચારજો;
તમે શુ કામ કરોછો કલેશ, ખરે વાંકે મારજો; ૨
સાસુ—અરે બે શરમ તુ છે નીરલજ. તને હવે શુ કરૂં;
ચાંપતી રહે મીઠા બોલ, કર તારૂ સુતરૂ;
ધણીને કર્યું વશીકરણ, તેથી નથી બોલતો;
બાકી બહુ રડવડતી નાર, મન પસંદ લાવું ઓરતો;

**વહુ**—ઘણું સારૂં સાસુજી ? તમારે તો રોજને રોજ કજીઓ કરવો છે કે શું ?

**સાસુ**—ને તેમાં તારા બાપની પુંજી શું જાય છે, બોલી બોલીને મારૂં મોહોડું દુખે છે. તો પણ તું નાચેણુની દીકરી ક્યાં સમજે છે.

**વહુ**—બહુ થયું જરા મોઢું વીચારીને બોલો બહુ છાલકા નહીં બનો.

**સાસુ**—છાલકી તું, તારી મા, માસી, રાંડ ઓળગાણી, છાલકી કોને કહે છે. બેશરમ, નિરલજ, બોલતાં તારી જીભ કેમ પડાઇ જતી નથી, કે તું નખ જેવડી, ટીચકાજેવી, આજ કાલની આવેલી મારી સામું, મને ગાળો છે. એમ કહીને રડે છે.

## ઠુમરી.

( ઓજી મને છોડ ગયા દીલજાની ) એ રાગ.

ઓ કરકસા તું ગાળો મને ભાંડે, મોહોકણ મ ડાયને તું
રાડ રાંડેરે ટેક.

છકેલી છેક, બેંકી તું બેકે. જીભ વાડી કરૂં એકરે–કરકસા
ઘર બગાડીયું, નબોદ વાળીયું, ખાવા પીવાને ટાળીયું રે–કરક
નાચેણ્ નાચે રડાવીને રાચે, ડાહી ડમરી કામ દબ દાચરે.

**વહુ**—સાસુજી હું બે હાથ જોડી તમને પગે લાગું છું તમે આમ બહુના કરો. જુઓ આસપાસના લોકો આપણી મજાક મશ્કરી કરે છે.

**સાસુ**—પથ્થરના ભમરડાની દીકરી મારી મજાક થાય છે કે તારી માના માટીની, જોયું હજી કંઇ બોલે છે.

**વહુ**—વારૂ સાસુજી મારા બાપની, જેમ તેમ કરીને તમે હવે માંડી વાળો તો સારૂં.

**સાસુ**—મોહોકાણ માંડ તારા ભાઇની ને તારા બાપની ખબરદાર મારા ઘરમાં મોહોકાણનું નામ દીધું તો.

**વહુ**—બહુ સારૂં, તમે હવે છાના રેહેશો. ( એટલામાં **નવલચંદ** આવે છે.)

**નવલચંદ**—કેમ આજે વળી શું જાગ્યું છે.

**સાસુ**—આ રાંડ જાગતી જોગણ ઘરમાં ભરાઇ છે કાંઇ નહીં ને કાંઇ બખ્યાજ કરે છે, એ રાંડ મત્યે તા

રૂ તો કાંઇ ચાલતું નથી, એ માબાપ મોઇએ ઘીની તપેલી ઊંધી વાળી.

**નવલચંદ**—માતાજી શું કરતાં—

**મા**—એનું માથું ફોડતાં, નાચની નાચતી કામ કરેછે. ને વેવલીની પેઠે કુદકા મારે છે.

**નવલચંદ**—કેમ શું થયું સાચે સાચું બોલીદે, જુઠું બોલતી નહીં.

**વહુ**—સ્વામીનાથ હું બીલકુલ જુઠું બોલીશ નહીં. ઘી ઉનુ કરવા મુકયું હતું ત્યારે ચુલાકને એક ઊંદરનું બચ્ચું ફરતું હતું તેને પકડવાને એક બીલાડીએ તલપ મારી તેથી તપેલી વાંકી વળીને પાશેરેક ઘી ઘોળાઇ ગયું બાકી મારો કાંઇ એમાં વાંક નથી.

**નવલચંદ**—તેમાં શું થયું. ઘી ઘોળાયું તો ખેર ગઇ. વારૂ અગ્નિ દેવતા તો જમ્યા. માતાજી તેમાં તે આટલી બધી પંચાતી શી, ફોકટની લડાઇ કરવી.

**મા**—તું તો આટલો મોટો થયો પણ હમેશા નાદાન ફીકોજ રહયો. આજ કાલની આવેલી મીંઢડા બોલીથી ઓહેકી તે શું ગયો, જરા બોલતાં પણ લાજતો નથી.

**નવલચંદ**—માતાજી બહુ થયું. બધું આજે ? નેજ વાપરી નાંખોછો તે કાંઇ ઠીક નહીં. થોડું ૦ રેહેવા દો.

**વહુ**—ચાલો **સાસુજી** રસોઇ ટાઢી થઇ જાયછે માટે હાથ પગ ધોઇ જમવા ચાલો.

**સાસુ**—ના મારે તો આજે જમવું નથી. જમ તું ને તારો ધણી.

**નવલચંદ**—માતાજી ખાધા ઉપર તો રીસ ન કરવી જોઇએ, પછી તો તમે મોટાં છો.

**મા**—મોટા એટલાજ આજે ખોટા પડી ગયાછે જેની તું આજ કાલની આવેલીનું કેટલું માન રાખેછે.

**નવલચંદ**—માતાજી મેં એગાં એનું શું માન રાખ્યું

**વહુ**—ચાલો મેં પાટલા માંડયા, ને પાણીના કળશીયા પણ ભર્યાછે. **સાસુજી** તમને પગે લાગું છું તમે પધારો.

**સાસુ**—ના બાપા મનેતો હમણાં ભુખ નથી ઢાંકી મુક પછીથી થઇ રેહેશે.

**વહુ**—ત્યારે તો હું પણ તમને મુકીને ખાવાની નથી કારણ કે હું કોઇ દહાડો તમને અને તમારા દીકરાને મુકીને ખાઉં છું?

**નવલચ.દ**—માતાજી ચાલો ખાધા ઉપર આવી રીસ કરવી નહી. તમે અગાઉ એ પ્રમાણે પ્રાણકોર કાશીબાને શીખામણ દેતા હતા અને તમે એમ કરોછો એ ઠીક ... માટે ચાલો.

(હાથ પકડી જમવા તેડી જાયછે.)

**મા**—હાથ તરછોડી જાઓ તમે ભાણે બેસો હું આવુંછું

**વહુ—સાસુજી** તમારા શીવાય એ કાંઇ બેસવાના છે, માટે તમે પ્રથમ ચાલો.

**સાસુ**—હું હવે ના ક્યાં કહુછું પણ તું આવી રી તે મને ગાળો ભાંડે તે તનેજ ઠીક લાગેછે, તેનો તુંજ વીચાર કર-પછી હુ જમવા ઉઠું.

**વહુ**—હા ખરૂં **સાસુજી** એમાં મારો અપરાધ નહી છતાં અપરાધ ગણી લઉ છું ને તેને વીશે એક ગીત છે તેપણ તમને ગાઇ સંભળાવું છું તે તમે સાંભળો.

**સાસુ**—વળી શું હજી બાકી રહયુ છે.

**વહુ**—તમે સાંભળો બહુ સરસ છે.

**કાહારવાની ઠુમરી**

( કંગનવા મોરા કરસે સરક ગયો રે )—એ રાહ

બહુ—સાસુજી સંતાપો નહીં, સખતાઇ સુ કરો રે
છોજી સમજુ ડાહ્યાં, કેમ જાઓ તમે વાયાં—ટેક.

સાસુ—તું આજ કાલની છોકરી રે, શીખ દે મને ડોકરી
છે હજુ નખ જેવડી, વાતો કરે છે કેવડી,
મારી ઉડાવે રેવડી, લેવડી તું બનાવે રે.—સાસુ૦

બહુ—સાસુજી એમ શુ બોલો રે, મીઠા રાખોની ડોળા રે,
હું દાસી છઉ તમારી, તમ ઉપર જાઊં વારી,
અતીશે છઊ આભારી, દાશી છઊં હું જાણોરે—સાસ૦

સાસુ—જોઇ મેં તને મીઠડી રે, તારા જેવડી બહુ દીઠડી રે
તારી જાત તું બતાવે, શીખામણી કોને શીખાવે,
ચતુરાઇ તું ક્યાં ચલાવે, બતાવે શું મને રે—વહુ
વહુ—કજીઓ તમે વધારો રે, સ્વભાવ નહીં સારો રે
કહો તો હું જુદી થાઉં, મારે મહીઅર હું જાઉં,
આમ ઘરમાં રહી કુરાઉં, આવું સારૂં નહીં રે—સાસુજી૦
કેહેશો તે માફક ચાલું રે, હુકમ તમારો પાળું રે
નહીં તો ઘર ઉજડ થાશે, આબરૂ ને ઇજત જાશે;
ગોળી પાણી સુકાશે, થાશે બહુ ફજેતી રે.—સાસુજી૦
સાસુ—ડાહી ડાહી કરે વાત રે, છોડી દે તું પંચાત રે
આઓ સમજુ ને જાણીતાં, આ ઘરના થાઓ માનીતાં,
મારી ઓસવોની ચીંતા, બીતા નહીં તમે રે.
વહુ—સાસુજી સંતાપો નહીં, સખતાઇ શું કરો રે
છોજી સમજુ ડાહ્યાં. કેમ જાઓ તમે વાયાં—સાસુજી૦
સાસુ—વહુ સમજણાં થાઓ રે, પાએરમાં શું કામ જાઓ રે
આપણા ઘરની આબરૂ જાએ, હાંસી મશ્કરી થાએ
બદગોઇ સઉ જન ગાએ, શાહે પ્રભુ નહીં રે.
વાહ બહુ મજાનું ગાએન છે એવી રીતે જો તું ચા
ઇ દીવસ કજીઓ કંકાસ આપણા ઘરમાં થાય નહી
ત **નવલચંદ** ઉઠ, ભાણા પર બેસ, **વહુ** ચાલો, આ
પણ આવી, સઉ હસી ખુશીથી જમવા બેસે છે.

**સમાપ્ત.**